પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર.

[illegible]

# શમશેરબાહાદુર.

# પૃથુરાજ ચહુઆણનું ગાયન રૂપી નાટક.


સુધારા વધારા સાથે બનાવનાર.

**જોશી ભીખારામ શવજી કનૈયા.**



છપાવી પ્રસીદ્ધ કરનાર.

**બુકસેલર પ્રાણજીવંન હુરખજી. વાધાણી.**

**ભાવનગર**

**શા૦ પુરસોતમ ગીગાભાઇની કુંપની**

**આર્યમનરંજનવાલા. ભાવનગર**

( આવૃતી બીજી. )

ખાસ.

**દ્વારકા નૌતમ નાટક મંડळીને માટે.**





**અમદાવાદ—"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ."**

**કીંમત બે આના.**

બુકસેલર પ્રાણજીવન હરખજી વાધાણી ઠે૦ નવી કાપડબજાર.


[illegible]

મેહેરબાન સા°

" ર . ૧૨."

## અમારા તરફથી બહાર પડેલાં પુસ્તકો.

**"चंद्रप्रभाना नाटक" उर्फे मीस्तर फोफलशानुं फारस**—ગદ્યપદ્યાત્મક હાસ્ય, કરૂણા, શૃંગાર, રસથી ભરપુર છે. પુસ્તકનું વિવેચન અત્રે નહીં કરતાં વાંચી ખાત્રી કરવી.

• કીમત બે આના.

**"भर्तृहरी नाटकनां गायनो"**—ઘણાં સરસ રાગ રાગણીથી ભરપુર છે. આ નાટકથી આખી આલમ માહીતગાર છે. આ પુસ્તક વાંચી ખાત્રી કરો. અને સ્ત્રીનો વિશ્વાસ કરતાં ડરો. કીમત બે આના.

**"माहाराजा गोपीचंदना गायनो"**—(આવૃતી બીજી) વૈરાગ રસથી ભરપુર છે. આ જગત પ્રસીદ્ધ રાજાથી કોઈકજ અજાણ્યું હશે? માટે પુસ્તક પ્રસંસા કરવાની કાંઈ જરૂર નથી. કીમત બે આના.

**"राणीकदेवी राहखेंगार नाटकना गायनो"**—સૂધારા અને ઘણા ઉમદા ગાયનોના વધારા સાથે છપાઈ બહાર પડી છે. ગુજરાતના માહારાજા સીધરાજ જયસીંહ અને સોરઠપતી રાહખેંગાર વચ્ચે ટંટો થવાનું મુખ્ય કારણ સતી રાણીકદેવીજ હતું. આ મનહર કીસ્સાથી કોઈ અજાણ્યું નથી. આ પુસ્તક વાંચો અને સતીનું સત જુવો.

કીમત બે આના.

# पृथीराज चहुवाण.

## नाटकमां गवातां गायनो.

---

### ઈશ્વર પ્રાર્થના મંગલાચર્ણ ( સર્વ પાત્રો ).

#### ધનાશ્રીની ગઝલ.

દતાત્રી દીન દયાળ, કૃપાસીંધુ દતાત્રી દીન દયાળ. ટેક.
ગઢ જુનો ગિરનાર જે ગંભીર, વૃક્ષ ઘટા ત્યાં વિશાળ. કૃપાસીંધુ.
દામોદર કુંડ દેખી ને દીનનીશ, શેવકની લ્યો સંભાળ. કૃપાસીંધુ.
મીન વરાહ કમઠ નર હર બળી, વામન રૂપ રસાળ. કૃપાસીંધુ.
અદભુત લીલા શોભે અનુપમ, દેખી તરૂવર ડાળ. કૃપાસીંધુ.
મોર બપૈયા શોર મનોહર, પ્રેમી જન પ્રતીપાળ. કૃપાસીંધુ.
દુશમન કેરૂં કાઢ નિકંદન, તેજ ન હરદમ ટાળ્ય. કૃપાસીંધુ.
સ્તુતી સદાય અનુંચર શરવે, તમ શરણે તતકાળ. કૃપાસીંધુ.
ભીખન શેવક ભાવ થકી કહે, નેક નજર કરી ન્યાળ. કૃપાસીંધુ.

---

# अंक पेहलो.

## પ્રવેશ પેહેલો.

( દીલ્લીમાં અનંગપાળને પુત્ર નહીં હોવાથી પ્રધાન પ્રત્યે બોલાવું.)

અનંગપાળ—(ધરસે યાંન કોન ખુદાકે લીએ, એ રાગ)

અરે શાણા પ્રધાન એક સુણો, વાત મારી;
તેડાવો જોશીને જોવાને જોશ, લાભકારી;
મારા આ દીલ્લી શેહેરનું ભવીશ કેવું થશે;
બનશે કેવા બનાવો, જોવરાવું તેના વિશે;

**પ્રધાન—રાજા હું મેં કામકા ઔર ઇંદ્દર મેરા નામ.)**

બહુ સારૂ મહારાજ બોલાવી લાવું તમારી પાસ:
ચીંતા કરો ન ચીત માંહે, પુરો મનની આશ.
( જોશી આવે છે તેને નમન કરીને )

**અનંગપાળ**—જોશી વીચારી જુવો તમે હે, જોશીજી મહારાજ:
હીંદુસ્તાનની ગાદીયે, એ ભવીશ ભાખો આજ

**જોશી—** **રાગ કેરબો.**

રાજા વાત કહું છું સાચી, સુણો આજ મારી રે. ટેક
દીલ્લી કેરા તખત ઉપર, તુંવર કેરો વંશ;
તેની પછી રાજ કરશે, ચહુવાણ કેરો અંશ. રાજા
તેની પછી થશે તુરકડા, ટકી સોળશો વર્ષ; રાજા
ત્યાર પછી એક રાજ કરશે, ચકવે આણી હર્ષ. રાજા

**અનંગપાળ**—જોશી મહારાજનાં વેદવાક્ય કદી ખોટાં હોયજ નહીં માટે પ્રધાનજી.

**ભેરવીની ગઝલ.**

**(ચંદ્રમુખીને એકલી, છોડીને હું આવ્યો અહીં, એ રાગ.)**

શુણો પ્રધાન ચીતથી, મારી વાત પ્રીતથી. ટેક.
નથીજ પુત્ર માહરે, વિચાર માહરો ખરે;
આ દીલ્હી કેરૂં રાજરે, ગમે નહીં મને અરે. શુણો.

મુજ પુત્રી કેરો પુત્ર તે, અજમેર છે ખરે ખરે;
જે નામ પૃથીરાજ તે, આ રાજ આવીને કરે શુણો.
રૂડો થશે એ રાજવી, તમે બોલાવો તેહને;
ભલો મનેજ ભાવીયો, આ રાજ આપું એહને. શુણો.

જરાપણું હવે થયું, જવું જરૂર વંનમાં;
તપસ્વી થઈ રહું તીહાં, વિચાર મારા મંનમાં. શુણો.

ક્ષણીક આ સંસારમાં, ધીઃકાર જીવવું અરે;
આ દેહનું કરૂં દમન, સહાયતા પ્રભુ કરે. શુણો.

બેસું હું બદ્રીકાશ્રમે, સમાધી ત્યાં જઈ કરૂં;
પેરૂ જ વાન પ્રસ્તને, હું ધ્યાન શંભુનું ધરૂં. શુણો.

**પ્રધાનજી**—(**કહું શું નશીબે દુખીયો કીધો છે, એ રાહ.**)
આપની વાત અંતરમાં ભાવી, જાઉં જલદી એને લાવુ બોલાવી ટેક.
જઈ અજમેર હું એક ક્ષણમાં, પાછો આવું છું કામ બજાવી. આપની.
ચહુવાણુમાં પૃથીરાજ શુરોછે, દુશ્મન દેખીને નવ જાય ફાવી. આપની.



(જાય છે)

## પ્રવેશ બીજો.

અજમેરમાં પૃથીરાજ કચેરી ભરી બેઠાછે ત્યાં દીલ્હીના પ્રધાનજી દાખલ થાયછે.

**(બરસે યાંન કોન ખુદાકે લીએ લાયા મુજકું, એ ચાલ)**

**પ્રધાન**—સુણો પૃથીરાજ આજ, મારી વાત ચીત ચાહી;
હું છું પ્રધાન દીલ્હી શેહેરનો, આવ્યો છું આંહી.
તમારી માતના પીતા, અનંગપાળ તેણે;
બોલાવ્યા રાજ સોંપવા, તમોને ત્યાંય કણે.
પોતાના પ્રધાન કયમાસને બોલાવી સોંપણી કરેતી વખતે.

### રાગ ઉપરનો.

**પૃથીરાજ**—( પોતાના પ્રધાન કયમાશને )

અરે શાણા પ્રધાન રાજ આ સોંપુ તમોને;
નવી જુની વાતની ખબર દેજો અમોને.
જાવું છે દીલ્લી શેહેર, માહરે જરૂર આજે;
મારૂં અજમેર શેહેર, તે આબાદ રાખી રાજે.

**કયમાશ પ્રધાન**— રાગ ઉપરનો.

પ્યારા સરદાર પૃથીરાજ, સુખેથી પધારો;
જરા ચીંતા ન રાખો જીવને, કારજ સુધારો. પ
તે બાબતની ફીકર દીલમાંથી કાઢી નાખો;
રહો નીચીંત ચીત માંહે, જીવ રાજી રાખો.

(અજમેરનું રાજ કયમાશ પ્રધાનને સોંપી દીલ્લી જાય છે )



## પ્રવેશ ત્રીજો.

દીલ્લીમાં અનંગપાળની કચેરીમાં પૃથીરાજનું આવવું જોઈ.

**અનંગપાળ**— દોહરો.

ભલે પધાર્યો ભાઈ તું, આનંદી દીન આજ.
ઉતરખંડને દૈવ ગતી, પાર નહીં પૃથીરાજ.

**પૃથીરાજ**— બીહાગની ગજલ.

કામ પડયું શું માહરૂં, તે સાચી કેજો વાત;
ફરમાવું છોરૂં તમારૂં, હાજર છું સાક્ષાત. કામ.

**અનંગપાળ**—જરા અવસ્થા માહરી, આ દીલ્લી કેરૂં રાજ;
અરપણ કરવું છે તને, મેં અંગ વિચાર્યું આજ.
બીજા કોઈનું બળ નથી, જે રાખે મારી લાજ;
તે માટે બોલાવ્યા તમને, કરવા સુંદર કાજ.

પ્રજા સુખેથી પાળજો, હું જઉછું વનમોઝાર;
મોર તણાં ઈંડા મહીં નહીં, ચીતરામણુ લગાર.

કંચનીઓ બોલાવે છે. કંચનીયો હાજર થઈ ગાયન ગાય છે.

**કંચનીઓ—( દીનદીન રહોરે પ્રજા પ્યાર, એ ચાલ. )**

તપો તપો ગાદીરે, રાજ દુવાર; ટેક.
આતમ જ્ઞાનનો ઈંદુ ઉદય થયો અમૃત તેજ અપાર; તપો૦
ઈશ્વર રૂપી નાવ અનુપમ, ઉતરો ભવજલ પાર. તપો૦
જોગ સમાધીની રીત જાણો છો, સાધુ પામે સત્કાર; તપો૦
ઓળખાયા છે અંતર જામી, મીથ્યા ગણ્યો સંસાર, તપો૦
ભીખન હે ભગવંત ભુમીમાં, કરજો જય જયકાર. તપો૦

કંચનીયોને ઈનામ આપી રવાના કરેછે ત્યાર પછી અનંગપાળ વાન પૃસ્થ ધારણ કરી પૃથીરાજનેરાજ સોપી વનમાં તપ કરવા જાય છે



## પ્રવેશ ચોથો.

અણહીલપુર પાટણમાં ભોળાભીમદેવની કચેરી.

**ભોળો ભીમદેવ**—શાણા પ્રધાન મેં એવું સાંભળ્યું છે કે આબુ પર્વત ઉપર જેતસી પરમાર રાજ કરેછે તેની દીકરી ઈચ્છન કુંવરી અતી નવજોબનવાન છે આહા!! શું તેનું સ્વરૂપ.

**બીહાગની ગજલ.**

દુનીઆમાં દેખી નહીં, મેં પદમણી પ્રખ્યાત:
ઈચ્છન કુંવરી ઈશ્વરે, ઘડી પોતાને હાથ.
શરદ રૂતુના શરોવર, ખીલે પંકજ પાંખ
મૃગનેની મૃગ ટોળે મળીયા, જગમાં પામે ઝાંખ.
મ્હોરૂં ઘડીશું મારે માટે, નવરો હીનો નાથ;

શીવા લેવા પ્રભુ નમુંછું, જોડું તુજને હાથ.

તેને પરવાનું નકી કરવા આપણા શુરવીર અમરસીંગને આબુ ઉપર મોકલવો અને ત્યાં જઈ જેતસી પરમારને સુચના આપે કે તારી પુત્રી ઇચ્છન કુંવરી મારા રાજન ભોળા ભીમદેવને ખુશીથી પરણાવ નહીંતો યુદ્ધ કરવા તેયાર થજે.

**પ્રધાનજી**—બહુ સારૂં મહારાજાધીરાજ હમણાં કાગળ લખી મોકલાવું છું; અમરશીંગને કાગળ લખી રવાના કરેછે.



## પ્રવેશ પાંચમો.

સ્થળ—(આબુપર જેતસી પરમારની કચેરીમાં અમરશંગ કાગળ આપે છે તે વાંચીને.)

**જેતસીપરમાર—(જુવો જુવો વીપ્રે ભીડી હામ.)**

ભોળો ભીમ છે કોણજ માત્ર, નક્ષત્રી ધરા થઈ નથી રે;
ગોતી ગોતી ભંગાવું ગાત્ર, નક્ષત્રી ધરા થઈ નથી રે.
તેના અંતરમાં નથી ત્રાસ, નક્ષત્રી ધરા થઈ નથી રે.
કરી સીંહ કલેજાની આશ, નક્ષત્રી ધરા થઈ નથી રે.
સીંહ ચારો ભુલીને શીયાળ, નક્ષત્રી ધરા થઈ નથી રે.
એણે છંછેડયો નાગ વીકાળ, નક્ષત્રી ધરા થઈ નથી રે.
ઈચ્છન કુંવરી એને શું જોગ્ય, નક્ષત્રી ધરા થઈ નથીરે.
વળી થાશે એનો વીયોગ, નક્ષત્રી ધરા થઈ નથીરે.
એને પરણશે પૃથીરાજ, નક્ષત્રી ધરા થઈ નથી રે.
એવું અંગ વીચાર્યું આજ, નક્ષત્રી ધરા થઈ નથી રે.

અરે શીંહનો ચારો લેવા શીયાળીયું શું ટરપરીયાં મારી કરે છે. આ સાવજના કાળજાની આશા કરનાર કોણ છે. છટ છટ ભીમદેવ

સાંયક ઈચ્છનકુંવરી નહીં નહીં પ્રધાનજી કાગળ લાવનારને કહો કે તારા રાજાને કહે કે કાંટાળા થોર સાથે તારી કાયા ઘશીશ તો તારૂ અંગ ફાડી ખાશે. અને અહીં ફાવી બાપનો લાડવો બોટવાનો નથી માટે તારાથી બનતો ઈલાજ કરજે. ( કાગળ ફેંકી દેછે તે પ્રધાન અમરશીંગને પાછો આપી સમજુતી આપી રવાના કરે છે. ) પછી પૃથીરાજને કાગળ લખી મદદમાં બોલાવે છે.

**બોળાભીમની સ્ત્રી—**પ્રાણનાથ પ્રત્યે. લડાઈની વાત સાંભળી.

*** (હાડાજી શું કરો સહાસ આ, એ રાગ )**

ગુર્જરપતી નથી યુદ્ધમાં જાવું, કેમ કરો નીરા ધારીરે. ટેક.
દીલ્હીપતી સુંણી થર થર કંપે, કાયા આ આજ અમારી રે. ગુ૦
કોણુ ખબોચીયું કોણ છે સાગર, વાલાજી જુવોને વિચારી રે. ગુ૦
પારકી માતના મળ્યા ભુંડા છે, કેમ કરી ફાવે કારી રે. ગુ૦
બળીયા સાથે બાથ ન ભરવી, એનું છે લશ્કર ભારી રે. ગુ૦
સીંહણ બાળની આશા છોડો, શીદ મળોછો ખુવારી રે. ગુ૦
સોળ સામત છે સૈન્યમાં બળીયા, મોટા મલ્લો નાખે મારી રે. ગુ૦

**બોળો ભીમદેવ—રાગ ક્ષત્રી કલંકનો. ***

ખાસાં ખંજર જેવાં જેનાં નેણ, સોલંકી બચ્ચો કેમ છોડે રે;
પ્રીયા વદ નહીં કાયર વેણ, ફોકટ માથું શીદ ફોડે રે.
મારાં અંગ તણાં એ છે પ્રાણ, સોલંકી બચ્ચો કેમ છોડે રે.
નકી લેવી છે પદ્મણી પ્રમાણ, ફોકટ માથું શીદ ફોડે રે.
અપશુકની અળગું કર તારૂં મૂખ, સોળંકી બચ્ચો કેમ છોડે રે;
દેખી પ્રગટે છે દેહીમાં દુ:ખ, ફોકટ માથું શીદ ફોડે રે;
આબુ માંહી રહે અપ્સરા નાર, સોળંકી બચ્ચે, કેમ છોડે રે.
ઈચ્છન કુંવરી છે આતમ આધાર, ફોકટ માથું શીદ ફોડે રે.



## પ્રવેશ છઠો.

દીલ્લીમાં પૃથીરાજ કચેરી કરી બેઠા છે ત્યાં જેતસી પ-રમારનું માણસ આવી કાગળ પૃથીરાજના હાથમાં આપે છે.

**પૃથીરાજ**—( કાગળ વાંચેછે ) **દોહરો.**

સાવજનો ચારો ચહો, શીઆળ લેવા જાય;
પૃથીરાજ ઝટ આવજો, અમપર કરી કૃપાય.
ઈચ્છનકુંવરી આપને, અરપણ કરવા ફોજ;
ભીમદેવ ભડકા બળે, જાસા નાખે રોજ.

પ્રધાનજી આપણે ભોળા ભીમદેવ સાથે ચઢાઈ કરવાનું છે કારણ કે તેણે મારા પીતા સોમેશ્વરને મારેલ છે તેનુ વેર લેવા અને બીજુ આબુના રાજા જેતસી પરમારની દીકરી ઈચ્છનકુંવરી અતી નવજોબનવાન છે તેના ઉપર જાસા નાખ્યા કરે છે તેથી મને આબુ ઉપર મદદને માટે બોલાવેલ છે આપણે અણહીલપુર ઉપર ચઢાઈ કરવી છે અને પછી મારી માશીના દીકરા જયચંદ સામે કનોજ ઘેરો ઘાલવો છે. કારણ કે તે મારી સાથે અનુરાગ બતાવે છે. માટે સેનાધી-પતીને લાવી જલદી ચાલો.

**પ્રધાનજી**—બહુ સારૂં મહારાજ.

(એટલામાં સેનાધીપતીને સરવે લડવાનાં શહસ્ત્ર લઈ સાથે આવેછે.)

### સર્વ સાથે.

( ચાલો ચાલો ચાલો આજ, એ રાગ. )

શાસદો શુરા તમામ, રાખવા ક્ષત્રીનું નામ;
લડવા માટે નાખો હામ, દુસ્મનોને મારો ઠામ.
કાશી મરતાં દુખ ન થાશે, જંમ ઘર ભાળી જાશે;
જો ચહુવાણ પાછા જાશે, હાંસી આ જગતમાં થાશે.
તલવારોને તીર સાથ, વેરીને બતાવો હાથ;

મારૂં દીલ્લી છે પ્રખ્યાત, ને અજમેર મારે હાથ.
ક્ષત્રીનો બજાવો ધર્મ, ચડે રણે ન રાખે શર્મ;
અપશરા વરેછે પર્મ, સ્વર્ગ તેનાં જાણે કર્મ.
પરીયાનું બતાવો પાણી, કેવાશે જગતમાં કહાણી;
વીશ્વ સૌ જુવે વખાણી, છેલ્લી મારી એજ વાણી.
સીંહથી શીયાળ નાસે, તુરકડા બળેથી ત્રાસે;
ભાલું બરછી લઈ ઉલ્લાસે, ચકવે દીલ્લી શેહેર થાશે.
માનવીને માથે મોત, દુશ્મનોનું જોવું પોત;
કીર્તી તો થશે ઉદ્યોત, જોગણીની જાણે જ્યોત.

**ગાતા ગાતા જાય છે.**



## પ્રવેશ સાતમો.

સંજીન કુંવરી— * **દક્ષીણી લાવણી.** શયનગ્રહમાં.

બહુજ દીલ થઈ, પૃથીરાજ કેમ નાવ્યારે;
સીંહ બાળ, ભરશે ફાળ; ઉઠશે જવાળ, દેખા આળ,
મામલો મચાવારે- ટેક.
સુરા પુરા સદાય, એજ અંગ માંહીરે-
નૃપતી નાશ, કાઢી ખાસ, મુજ વીલાસ, વિજય વાસ;
કોઈ ન જાય ફાવ્યારે. * બહુજ.

### ઝીંઝોટી ઠુમરી. *

**(તુંન કુમલા જીયરવા ઓ પીતા મોરા.) એ રાગ.**

વહાલો પ્રીતમ વરવો, હે શાણી સખી; ટેક.
જાન કરૂં કુરબાન પીયાસેં, સફલ જન્મ મારો કરવો. હે શાણી૦
નાથ ચતુર રૂપી નાવથી મારે, નક્કી ભવ સાગર તરવો૦ હે શાણી૦
એકની તે તો અચીચળ રાખું, ધર્મપર પગ ધરવો; હે શાણી૦
સેજ પલંગ પર ભૂલી કંગનવા, ગંભીર આખુ છે ગરવો. હે શાણી૦
જાય રસાતળ અસત વદું તો, એકજ શબ્દ ઉચરવો, હે શાણી૦

**માલતી—** **આશાગોડી.** *

આશા પુરે અવીનાશી, બેની તારી, આશા પુરે અવીનાશી. ટેક.
મન ગમતાથી આનંદ મળશે, પ્રીતમ પ્રેમ વીલાસી. બેની તારી૦
જોબન કળીયો જોર કરેછે, પીયુ દર્શન કેરી પ્યાસી, બેની તારી૦
સાંભળ ઉપર ચોટજ નાખી, નીષ્ફલ જાશે નિરાશી. બેની તારી૦
પૃથ્વીરાજને ભાળી બિમડો, નીશ્ચય એ જશે નાસી; બેની તારી૦
પાણી પીવા રેહેશે નહિ પળ, વીગતે કાગળ વાંચી. બેની તારી૦

( ઈચ્છનકુંવરી પોતાની માબુ શ્રી પાસે આવીને નમ્ર ભાવથી વસંત રૂતુમાં. )

* ( જોડી તમે ના જોઈ માડી એ રાગ. )

**ઇચ્છન—** સુંણો હે માત વાત મારી, સુંણો હે માત વાત મારી;
આભ્રણ સજવા નવા તહેવારો, ઈચ્છા ઉર ધારી.
માટે પોશાક મને આપો:( ૨ )
કરો કૃપા નવ કોપ જનેતા, ક્રુર કષ્ટ કાપો.

**માતા—** સર્વ કન્યાઓ આ સારૂ, ( ૨ )
વન ઉપવન દ્રઢ સર્વ થયાં છે, કોણ બાગ ધારૂં.

**ઇચ્છન—** નકી તમે બાગ કર્યો તેમાં, ( ૨ )
જવા ધારૂંછું જનુની મારી, ઈચ્છા છે એમાં.

**માતા—** ફરેછે વાગે પતી તારો; ( ૨ )
સલુંણો નવ શૃંગાર સજાવું, ખેલ બને ખારો.

**ઇચ્છન—** માત શ્રંગાર એજ માગું, ( ૨ )
દેવો પડશે દીલ વીચારો, તુચ્છ વાત ત્યાગું.
જરૂર એ રાજ બાગ જાવું. ( ૨ )
બનવા કાળે સર્વ બને છે, મીથ્યા નથી થાવું.

**માતા —** ઈચ્છો છો ખાવીંદને મળવા; ( ૨ )
પીયરમાં ઉમર કર પૂરી, સુખ લતા વળવા.

**ઇચ્છન**—રીપુને શબ્દ આપ ફળજો; ( ૨ )
**માતા**—કંન્યા નિર્લજ ક્યાર થકી બની. ઝેર હળાહળજો.
**ઇચ્છન**—પુત્રીપર જુલમ જોઈ ધારૂં; ( ૨ )
**માતા**—પીયર તાપ તને લાગ્યો એની, સાસરીયું સારૂં.
**ઇચ્છન**—જીંદગી સાસરીએ જાશે; ( ૨ )
**માતા**—એજ દીવસ બહુ દુર ગયા છે, બુરી ગતી થાશે;
પુત્રી પીયર ઉન્મત થાએ; ( ૨ )
**ઇચ્છન**—તેવી વાત જોનાર ન રાખે. ઘર પુત્રી ક્યાં એ.
**માતા**—પ્રથમ જો જાણ્યું હોત આવું. ( ૨ )
દુધ પીતી કરી દેત જનમતાં, વિપતરૂ વાવ્યું.
**ઇચ્છન**—મનાઈ ત્યાં કોણે માત કીધી:
એટલું કષ્ટ અરેરે વેઠ્યું, વેરી થયો વાધી.
**માતા**—વાદથી વર્ષ ઘણાં વીતે: (૨)
**ઇચ્છન**—પરભાતે આપનું પાણી, પીવું ન કોઇ રીતે.

ઈચ્છન કુંવરી મેહેલમાં જાય છે ત્યાં એક સાહેલી પૃથીરાજના ખબર આપે છે પછી તેને તેડવા મોકલી પોતાના ખાંનગી હોલમાં પૃથીરાજ આવે છે એકદમ હર્ષના આવેશથી.

**ઇચ્છન કુંવરી—(ઓ કુદરતના કરનાર ખલકના. એ રાગ)**

* ગંગામાં નાહાવા થકી, પાપ નહીં જાએ;
ત્યારે ગંગા કેરો કોણ, ગાય મહીમાએ;
પડે ઘણના માથે ઘાવ, ફટકીયાં ફૂટે;
સાચાં મોતી ન છેદાય, લાભ થકી લૂંટે;
મણીધર બેઠાં મંદીર, દીપ નહીં બળશે;
સીંહ સીર ગરજના કેમ, કરીને ટળશે;
અંતર મારૂં અકળાય, શત્રુ ચડી આવે;
શુરવીરને ચાબક મારી, અને ચમકાવે.

## * રાગ ઉપરનો.

પૃથીરાજ—ઇચ્છન અંદેશો છોડ, શુરો છઊ સીધે;
કાપું હું કર તું ઉપર, આંગળી ચીંધે;
તાકે દુષ્મન તુજ માટ, ચડીને ચાલે;
નકી ખેંચી કાઢું નેત્ર, નજર કરી ન્યાળે.
તુજપરથી નાખું ફુલ; કરૂં આ વારી;
કરમાય ન કાચું ફૂલ, પ્રફૂલીત પ્યારી.
છઊં ગુર્જરપતીનો કાળ, નાંખુ હું મારી;
કદી સીંહ ડરે ન શીઆળ, થકી કોઇ વારી.
તીક્ષણ મારૂં તલવાર, કતલ કરનારી;
તું ધીરજ મનમાં ધાર, પ્રાણની પ્યારી.

ઇચ્છનકુંવરી— રાગ કલ્યાણ. ( શ્રી જગતપતી એ રાગ. )

પ્રીય પતી અતી, શુરા ચમત્કૃતી; *
બળતાના થયા છે એવી, કીધી આકૃતી. ટેક.

વીર પુરૂપ જો નોય વીશ્વમાં, શેષ સહે કેમ ભાર;
પાપ તણા પ્રતીબીંબ થાય ત્યાં, વીશ્ણુ ધરે અવતાર. પ્રીય.

શુરવીર કદી રહે નહીં છાના, ઉદય ચંદ્ર આ વાર;
પૃથ્વી ફોડી મારે પલમાં, પાપીને નીરધાર. પ્રીય.

પૃથીરાજ— (રાગ ક્ષત્રી કલંકનો) *

જન્મ આપ્યો જનેતા સંસાર, રજપૂત કેમ રણથી ડરેરે;
કર્મ આપ્યું છે કીરતાર, ક્ષત્રી ન પાછી પાની કરેરે.
ડુબ્યો નથી શુરાનો દેશ. રજપૂત કેમ રણથી ડરેરે.
નથી ધર્યો બાંડળનો વેશ. ક્ષત્રી.
ખુટયું નથી ક્ષત્રીનું નીર. રજપૂત કેમ રણથી ડરેરે.
શામ શામા ઉડાવે શીર. ક્ષત્રી.
પાંડવ પાછા ફર્યાનું નીમ; રજપૂત કેમ રણથી ડરેરે.
તો તો ભારથ લાજે ભીમ. ક્ષત્રી.

(કેટલીક વાતચીત કરી તંબુએ જાય છે પછી ચંદને લઈ જેતસી પરમારને મળે છે)

આબુ પર્વતના રાજા જેતસી પરમારને ત્યાં પૃથીરાજ પધાર્યા અને ભોળા ભીમદેવ સાથે લડાઈ કરી પૃથીરાજ જીત્યા તેથી.

**જેતસી પરમાર**—(પૃથીરાજને) જે કારણુ માટે આપને બોલાવ્યા હતા તે કામમાં આપણે ફતેહ પામ્યા તેની ખુશાલીના બદલામાં હું મારી ઈચ્છન કુવરી આપને અર્પણ કરૂંછું તે સ્વીકારશો. પ્રધાનજી ઈચ્છન કુવરીને બોલાવી હસ્તમેળાપન કરવો છે માટે બોલાવી લાવો. (ઈચ્છન કુંવરી અને પૃથીરાજનો હથેવાળો મેળી અરપણુ કરેછે પૃથીરાજ જાય છે.)

(કર્ણાટકી કયમાશને આવતા જોઇને.) *

**(સનમ સખીરી રૂઠા ગયા હે, શીરપર આયા, એ રાહ)**

**કર્ણાટકી**—આનંદ સાગર આજ ઉછળ્યો, મોતીડે મેઉલા વરશ્યા;
ભલે પધાર્યા ઘેર અમારે, ત્રીષા મુસાફર હે તરસ્યા.
કોકીલ આંબા વૃક્ષ ચડી જેમ, ટહુકા વારંમવાર કરે;
ધન બપૈયમેં ઝુરતી ઘટમાં, પ્રાણુ પ્રીય અબ આય ધરે.
દર્શન લાભ થયો દિલ ભારી, સુર્ય ઉદય થયો સોનાનો.
પ્રાણુ તણા પ્યારાજ પધાર્યા, લાવું સોપારીને પાનો;
હલદી જલદી જેમ તજી દે, ચુનો શ્વેત તજે લાલી;
પ્રેમ બીડલાં ઉડે પીચારાં, જોબન મદની રેલ ચલી.
પ્રીતમ મારા ભેટયા પ્યારા, પારશ પરશી કનક કળી;
ગંગા નહાતાં ઘટે પાપ દીલ, અવીચળ પદવી આજ મળી

વેરી દેખી વક્ષમાં મારે, તુટે ભાગ તેના તનમાં
શુરાપણાનાં ચીન્હ બતાવે, ફાવે નહીં કોઈ રણમાં.

કયમાસ— આશાગોડી. *

સુખ રહ્યું છે છવાઈ, પ્રીયા આજે, સુખ રહ્યું છે છવાઈ.
નેનાં છે પણ અંધ નજરછે, પ્રેમ રહયો પથરાઈ; પ્રી.
ભમર ભમે છે કમલ કુસુમપર, લુબ્ધ ગયો લપટાઈ. પ્રી.
અત્તર ગુલાબી અંગે બેંક, ચીત છબી સરસાઈ. પ્રી.
સતમ કરે તારી આ ખુબ સુરતી, સુંદર છે સુખદાઈ. પ્રી.



## પ્રવેશ આઠમો.

સ્થળ કનોજમાં કર્ણાટકીને પૃથીરાજના પ્રધાન શાથે દોસ્તી છે. તેથી તેના શયનગ્રહમાં પૃથીરાજ જઈ કયમાશને પોતાને હાથે મારી નાખે છે અને ચંદ ભાટ અને પૃથીરાજ કનોજમાં જયચંદની કચેરીમાં જઈ શલામ ભરેછે ત્યાં ચંદે પૃથીરાજનાં સ્વરૂપનાં વખાણ કર્યાં તેથી જયચંદના મનમાં શંકા આવી કે આ પૃથીરાજ હશે તેથી મનમાં વીચાર કર્યો કે જો પૃથીરાજ હશે તો કર્ણાટકી માથે ઓઢી આવશે તેથી કર્ણાટકીને બોલાવે છે તે ઓઢી પાછું કાઢી નાખે છે તેથી જયચંદે તેને પુછ્યું કે હે. કર્ણાટકી તું કેમ વસ્ત્ર ઓઢી આવી, કોઇ દીવશ માથે છેડો નાખતી નથી તેથી કર્ણાટકીએ કહ્યું કે માહારાજાધીરાજ ચંદ છે તે અર્ધું અંતર પૃથીરાજનું છે માટે તેની મર્યાદા રાખવી જોઈએ એમ વાત ઉડાવી પાછી રાજમહેલમાં જાય છે. શા-

કુતુબુદીન ગોરીને કેદ કરી આઠ હજાર ઘોડા દંડ લઇ છોડી મુકેછે.

**સ્થળ**—સંયોગતાનો ખાનગી બગીચો અને રાજમહેલ સંયોગતા કર્ણાટકી અને પછીથી પૃથીરાજ.

**સંયોગતા**—(કર્ણાટકીને)**મારારે સ્વામી બોલોને. એ રાગ.**

દાસી સુંણ વીનંતી એક મારી પુરૂપ પૃથીરાજ હું પ્યારી; ટેક.
કાલે મોહોલે બેઠી બેઠી જોતી, લડાઇની વાત સુંણી રોતી. દાસી.
દીસે કામદેવ તણી મૂર્તી, છબીલાની જોઈ અતી સુરતી. દાસી.
તીહાં જઇ તેડી લાવો તેને, નીંદ્રા મને નહીં આવે તેને, દાસી.
એણે ચીત મારૂં ચોરી લીધું, ઘાયલ મારૂં મનડું તો કીધું. દાસી.

**કર્ણાટકી**— **ધનાશ્રીની ગઝલ.**

કરો ન દીલ ઉદાશ, બાઈ મારી કરો ન દીલ ઉદાસ. ટેક.
કાલે દીઠા હતા જુધ કરંતા, તેડી લાવું તમ પાશ બાઇ.
કાચી કળી સમ કાયા તમારી, ભમર ફરે ચોપાસ. બાઇ.
ગંભીર આવીને કરશે ગુંજારવ, રાખો ન દીલ નીરાશ. બાઇ.
નાથ વીના નવ જોબન સુંના, સુંના મંદીર વાસ. બાઇ.
જઉં જલદી એને લાવુ બોલાવી, કરજો પ્રેમ વિલાસ. બાઇ.

દાસી જાય છે.



## પ્રવેશ નવમો.

કનોજ પૃથીરાજની છાવણીમાં કર્ણાટકી દાખલ થાય છે. તે જોઈ

**પૃથીરાજ**— **રાગ માઢ.**

અરે પ્રીયા કોણ કારજે, કેમ આવી છો આંહી;
અચરજ લાગે મને. આજરે, કેમ આવી છો આંહી. ટેક.

જયચંદ કેરો જય કરવાને, જોગણીયોની જાત;
કનોજ કેરી શું રક્ષા કરવા, છળવાને સાક્ષાત રે. કેમ.
શૂરો થઇશ હું શું શુરીવીરમાં, આગળ થઇ ઉતપંન;
વર વરવા શું આવી અપશરા, લેવાને વચનરે. કેમ.

કર્ણાટકી— રાગ માઢ.

પ્યારા સુણો પૃથીરાજરે, કહું સાચીરે બિના.
તેડાવ્યા તમને આજરે, કહું સાચીરે બીના, ટેક.
નથી આવી જોગણીઓ કે, નથી અપસરા કાંઇ;
સંયોગતાની દાસી હું છું, બોલાવે મારી બાઇ રે. કહું.
સંયોગતાને જો ચાહો તો, ચાલો મારી સાથ;
નહીં આવો તો નીશ્ચે રાજા, કરશે આતમ ઘાતરે. કહું.

[લસ્કર ચંદને સોંપી જાય છે.]



## પ્રવેશ દશમો.

સંયોગતાનો રાજમહેલ ફુલવાડીમાં છે તેથી મેહેલની બહાર નીકળી

### લાવણી.

**સંયોગતા**—( કુદરતના કરનાર ખલકના સ્વામી. )

આકુંજ પ્રફુલીત વૃક્ષ, ખીલી વનવેલી;
આ મોર મનોહર શોર, કરે મન ઘેલી;
પ્યારા હે પ્રાણાધાર, વસંત પ્રફુલ્યો;
ભુલો પડીયો શું ભમર, ભાન તું ભુલ્યો.
આ દેખી આંબા મોહોર, હરસ ઉછળે છે;
જાણે કામદેવની ઉપર, ચમર ઢળે છે.

છે કોકીલ શબ્દ મધૂર, કાળજુ છેદે;
બાર જોબન કુંજ ખીલેલ, કામ અતિ ભેદે.
આ શીંહ ભક્ષ શિયાળ, જાય નહીં ફાવી;
પૃથીરાજ દીલની દાઝ, બોલવો આવી.

## રાગ ઉપરનો.

પૃથીરાજ—

હે કોકીલ કર ન ઉચાટ, માધુબન છોડી;
આ મોર મનોહર ચાહી, આવ્યો છે દોડી.
માથું જો મારૂં જાય, તુંને નવ છોડું;
ગણીધરને મારી હાર, નીચ છંછેડું.

## સોરઠની ગઝલ.

સંયોગતા—(મદ મત લોચન ડોલતો અલી. એ રાગ.)
પ્રાણનાથ ભલે પધારીયા, હું જોતીતી તમ વાટડી;
ધર બેઠાં ગંગાજી મળી, આ દેહ અમર થઇ પડી. ટેક.
પર રાજ કેરો પરાજય કરવો, માથા સાટે માલ છે;
દીનાનાથ દયા કરજે હવે, એ વીનતી મારી હાલ છે પ્રાણનાથ.
પતી ભેટયા આજે પારશમણી, મારી દેહ કંચન થઈ ગઇ;
કરો અંગવરો ઝટપટ મને, આજે દેહ અરપણ થઈ રહી. પ્રાણનાથ.

પૃથીરાજ— રાગ ઉપનો.

જેમ તેતર ઉપર બાજ છે, પ્રીયા જાણું સરવે રાજને;
ચોટે ચડયો ઉગરે નહીં, એવું નીશ્ચે જાણો આજને. ટેક.
સાત વાર શાહબુદીનને, ચડી આવ્યો મોટી ફોજ છે;
હરાવ્યો હૈયે ધરી હામને, ક્ષણ માત્રમાં આ કનોજ છે. જેમ.

જુવો જાદવકુળનો ભૂપતી, વિજયસુર નામે રાજા હતો;
તેની પુત્રી જે પદમાવતી, શુરા સર્વ જીતી લાવ્યો હતો. જેમ.
આબુ ઉપર જે સરદાર છે, નામ જેતસી પરમાર છે;
ભોળો ભીમ જીત્યો ક્ષણું એકમાં, અણુહીલપુરે સરદાર છે. જેમ.
તેનું કારણ ઇચ્છન કુંવરી, થયો મોહાતુર અપાર તે;
લાવી મેં કન્યા લડી તેહને, મગદુર કોના ભાર છે, જેમ.
માનવ દાનવ કે દેવતા, કદી ઇંદ્ર જો આવી ચડે;
પૃથીરાજ જો રણમાં ચડે, જેમ સેન માંહી સાવજ પડે. જેમ

**સંયોગતા—(કર્ણાટકીને) રાગ કાલીંગડાની ગઝલ.**

કર્ણાટકી ચોખા કંકાવટી હવે લાવ;
કરવાં છે ગાંધ્રવ લગ્ન ચીંતા મટી જાવ.
પ્યારા પ્રાણનાથ મળ્યા દુધે વરશા મેઘ;
જોતું મળ્યું જોડલું આ રૂડી દીસે તેગ. ટેક.

ચંપાકેરા છોડ સાથે વીંટી નાગરવેલ:
આજ મારા અંગમાંહે રેલી પ્રેમ રેલ.
સૌભાગ્ય રક્ષક પ્રાણનાથ છે મળેલ;
કામદેવ રૂપી મને કળીયો ખિલેલ.
ચંદ્રવદનીને ચંદ્ર મળ્યા મારી બેન;
ચંદને વીંટાઇ નાગ ઝુરે સારી રેન.
પ્યારા પ્રાણનાથ હવે આવું તમશાથ;
તમ વીના ઘડી એક ઝુરું દીનરાત.

ચંદે સંયોગતાનું હરણ કર્યાના સમાચાર આપ્યા તેથી

જયચંદ— રાગ ક્ષત્રી કલંકનો. *

પશુ પક્ષી નીશાચર જાત, ભટકી મરેશું ભુંડે હાલે રે.
જાણું ચૌહાણુ કેરી જમાત, કદી ન બને કોઈ કાળેરે.
સંયોગતા છે રાજ કંન્યાય; ભટકી૦
રસ્તો રૂપી કુળનો ન લેવાય; કદી૦
માગણ જૂઠા બોલી હોય જાત; ભટકી૦
અન્ય સ્થળે જઈ કરે ઉત્પાત; કદી૦
એસે રાઠોડ કુળને કલંક; ભટકી૦
રત્ન રોળે શું આવી રંક; કદી૦

શાંતીથી પૃથીરાજે દીલ્હી જઈ નીચે પ્રમાણે કાગળ લખ્યો. અને કનોજ મોકલ્યો.

પૃથીરાજ— રાગ ક્ષત્રી કલંકનો. *

આપ સાગર હું વરસાદ, જયચંદ વાત નક્કી જાણો રે.
વેદ વાક્ય આ રાખજો યાદ, અંદેશો નહીં ઉર આણો રે.
આપ મેરૂ છો ચતુર સુજાણ. જયચંદ૦
હું છું ગલ્લકી નદીનો પાહાણુ.† અંદેશો૦
તમે છો વડ વૃક્ષ ઘટા ટોપ. જયચંદ૦
હું છું તુળશી કેરો રોપ. અંદેશો૦
આસમાન સમાન છો આપ. જયચંદ૦
હું છું ચંદ્ર ખરો શુદ્ધ ખાપ. અંદેશો૦
સીંહલ દ્વીપ હસ્તી છો વીશાળ. જયચંદ૦
હું છું કેશરી સીંહનું બાળ. અંદેશો૦
તમે શેષ સમાન પ્રકાશ. જયચંદ૦
હું તે ગરૂડની શું છે ગુંજાશ. અંદેશો૦
તમે લોહ જડેલું ઝાઝ. જયચંદ૦
અમને લોહ ચુંબક ગણો આજ. અંદેશો૦

---

† શાલીગ્રામ.

શ્રેષ્ઠ ભુજંગ આપ સુપાત્ર. જયચંદ૦
હું તે કાંઈ કોણુજ માત્ર. અંદેશો૦
માટે જેને દુઃખે પેટમાંય. જયચંદ૦
તેતો આપજને લેવા કંન્યાય. અંદેશો૦
નાસે શાર્દુલ આગળ શ્વાન. જયચંદ૦
પૃથીરાજ સુરો તે પીછાન. અંદેશો૦

સંયોગતાનું હરણુ કરી જાય છે, પછી લડાઈ થાયછે. જય
ચંદ હારે છે તેથી વીવાહ કરી પરણાવી દેછે; પાછા મળી જાય છે



## પ્રવેશ અગ્યારમો.

દીલ્લીમાં પૃથીરાજની કચેરી તેમાં સર્વ સ. બે.—

**સેનાધીપતી**—( **જોડી તે નવ જોઈ માડી, એ રાગ** )
શીકારે કરોને તૈયારી, શીકારે કરોને તૈયારી;
સીંહ અતી વીકરાળ ગુફામાં, બેઠો છે બારી;
કોઈની નવ ચાલે કારી, કોઈની નવ ચાલે કારી;
ધુમ્ર કર્યાથી બહાર નીકળશે, ઝટ લેશું મારી.

સીંહને ધુમાડો કરે છે તેથી અંદર દુરવાશાનો શીશ
ચક્ષુશ્રવા બહાર આવી એકદમ.

### ગઝલ.

**ચક્ષુશ્રવા—(શરકાર રજા દીજીએ જામીનગર હું, એ રાગ)**
અરે અધમ દુષ્ટ, મારો તપ ભંગ કર્યો;
તેં પેટ ચોળી સુળનો ઉપાય આદર્યો. ટેક.
આપું છું તુને શ્રાપ, તારી ચક્ષુને વિશે;
દુશમન કાચ ફેરવી, તું આંધળો થશે. અરે.

**પૃથીરાજ—(નમન કરી)સહીયર દુઃખ શું દાખવું એ રાગ.)**

વીપરીત કામ થયું અરે, છો દુરવાસાના શીષ્ય;
માફ કરો ગુન્હો માહરો, રૂદે ધરો ન રીસ. વીપરીત.
સાયર પેટ શરીર તે, કદી નવ જલકાય;
સાગર માઝા છોડી દીએ, કીહાં જળચર જાય. વીપરીત.

**અપ્શરા—** રાગ ઉપરનો.

આપ નિરવાણ થાય નહીં, કરો કોટ ઈલાજ;
બાર મહીના પછી એ બને, કર્યું અજાણ્યું કાજ. આપ.

(પછી જાય છે.)



## પ્રવેશ બારમો.

પૃથીરાજ પોતાના શયનગ્રહમાં છે અને દાશી બહાર છે ત્યાં હાહુલીરાય આવે ચદ દાસીને ચાઠી આપેછે દાસી ચીઠી વાંચેછે.

**દોહરો.**

ગોરીમાં ગરકાબ છો, અંધ બન્યો આધીન;
હીંદુસ્તાન તણી ધરા, તાકે શાહબુદીન,

દાસી ચીઠી વાંચી તેને સોટી મારી કાઢી મુકે છે. તે જોઈ પૃથીરાજ હસી કાઢે છે તેથી.

**ગઝલ.**

**હાહુલીરાય હમીર—(શરકાર રજા દીજીએ, એ રાગ.)**

ધીઃકાર રાજા તુજને, ધીઃકાર તારૂં રાજ;
નારી તણે નેહે પડયો તું, ધીઃક તને આજ. ધીઃકાર.
તેં મારી કીધી મશ્કરી, ન કીધી મારી વાર;
મસ્તક દીધું મેં કંઈક જગો, શર્મ નહીં લગાર. ધીઃકાર.

રાજાની વિનાશ કાળે વીપરીત બુદ્ધિ થઈ, મારી માએ મારો બાપ એકજ દીઠો હશે તો હું સંયોગતાની સાથે વધારે સુખ ભોગવવા દઉં નહીં, હવેથી દીલ્લી અને સંયોગતાનો ચુડલો ભાંગ્યો સમજો. અરે ચંદ તારે મારી સાથે ચાલવું હોય તો ચાલ. અને દીલ્લીનું પાણી અગ્રાહ્ય કર.

**ચંદ— આશાવરી. જોગીયો.**

ધીરજનાં મીઠાં ફળો રાજા, હૈયે હીંમત ધાર.
આવાં વચન ન બોલો રાજા, કહુંછું વારંમવાર.
વીષય લંપટ પૃથીરાજા, સંયોગતાની સાથ;
કાલ ઠેકાણે આવશે, રાજા કરો નહીં ઉત્પાત.
લાડ લડાવ્યા આગળે, એહું મોમાં ન્યાળ.
બદનામી નવ લઈએ બંધુ, બનશે બનવા કાળ.

ગમે તેમ થાય પણ હું એ કામમાં સંમતી આપતો નથી.

**હાહુલીરાય**—આગળ લાડ લડાવ્યાં તો આપણે લાખો દુશમનોની ભીડમાં માથું હાથમાં લઈ લડયા. એ સંયોગતા નથી એતો હીંદુસ્તાનની વીયોગતા છે; તું તો ભાટભાઈ છે તમ લોકની જીભમાં શુરાતન છે. અંગમાં નથી માટે ટુકડા ખાઓ અને પડયા રહો. મારાથી આ વાત શંખાતી નથી. સંયોગતાનો ચુડલો ભાંગે નહીં ત્યાં સુધી દીલ્લીનું પાણી મારે અગ્રાહ્ય છે. એમ જાણજો હું તો આ ચાલ્યો. [જાય છે.]

**શાહબુદીન** ( પોતાની બેગમ પાસે, ) **ઝીંઝોટી ઠુમરી**

* **(દરસન બીન અંખીયા તરસ રહી, એ રાગ.)**

તેરી ખૂબ સુરતને સતમ કીયા;
સતમ કીયા ખુશી હે જીયા; તેરી૦
નેન કુરંગી બાન ચડાવત;
જોગીકા ધ્યાન ચુકાવી દીયા; તેરી૦

મેં આશક મોજુંદ ખડા હું;
રૂપ અજબ દીલ શાંન્ત ભયા; તેરી૦

બેગમ— * ઝીંઝોટી ઠુમરી.

(તુંન કુઅલા જીયરવા ઓ પીતા મોરા, એ રાગ.)

મને નીંદ્રાએ ઘેરી, હે ખાવીંદ મેરા; ટેક૦
દીલ નહીં ચેન રેન નહીં નીંદ્રા, પ્યાસ તમ પીયા કેરી. હે૦
ચંગરુ તુંગ, મેં નાગર બેલી, બેટી વીંટાઉં ભલેરી; હે૦

* શાહબુદ્દીન—બરવા—ગઝલ

(અફસોસ આંખોસે દીખાઈ નહીં દેતા, એ રાગ)

દીલગીર મેરે જાનાહેં જરૂર હીંદુસ્તાન.
સતાયા હે મેં સાત દફે રાવ હે મસ્તાન; ટેક.
પૃથીરાજકી મેં પાસ જાકે જંગ મચાવું,
ખુદા કસમ ખરે વો, મેરા જાન બચાવું.



## પ્રવેશ તેરમો.

શાહબુદીન ગીજનીમાં છે ત્યાં હાહુલીરાય હમીર જઈ કહે છે.

**હાહુલીરાય**—જહાંપનાહ હવે પધારો તો દીલ્લી અપાવું એ બાબતમાં વીચાર કરશોજ નહીં કેમકે તેણે પોતાના પ્રધાન કયમાશને કર્ણાટકી માટે મારી નાખ્યોછે, ચામુંડરાયને બેડી ઘાલી છે જેથી તેણે હાથમાં લોહું ઉપાડવાની પ્રતીજ્ઞા લીધીછે સંજમરાય મહોબાની લડાઈમાં અને કન્હલંગીરરાય ચંદ પુંડીર જામજાદવ ગોયીંદરાય અતાતાઈ કનોજની લડાઈમાં કામ આવી ગયા છે. બાકી ચંદભાટ અને રામગર પ્રોહીત રહ્યા.

તેમાં હું આંહી આવ્યોછું બાકી ભાટ અને બ્રાહ્મણભાઈથી શું થવાનું. બાદશાહને વીશ્વાસ આવ્યો નહીં તેથી એક જનસુદને તપાસ કરવા મોકલ્યો તે પાછો દીલ્લીથી આવ્યો તે જોઈને બાદશાહ પોતાની લાગણી લઈ ખુદા પાસે અરજ કરેછે.

**રાગ સારંગ તાલ ગઝલ.**

**(શેહેર બંગાલો શું જુરે. થારી રૈજાં જુરે મહારાજ. એરાગ.)**

ઓ ખુદા મુજકો સલામત, જીંદગી હે મેરી;
મેને હારા સાત દફેસેં, રેહેમ નહીં તેરી. ઓ ખુદા.

ગીજની તખ્તે બૈઠા ગોરી, હીંદ પરા ઘેરી;
પૃથીરાજ વો પૃથ્વીમેં, નામ બડા જેરી. ઓ ખુદા.

હુવા સબમેં હિંદુકા હાકીમ, બન ફીયા વેરી;
બાળાભીમ મેહા બાજીતે; કનોજ ખંખેરી. ઓ ખુદા.

ગોવળકોંડા જીને ઘેર્યા, હીંમતસેં હેરી;
આ આલમ સબ કીની ચકવે, ગરદ કીયા મેરી. ઓ ખુદા.

યે ખુદા મેરીપર નેક નીગાહ રખો ઔર પૃથીરાજ રૂપી પલક દરીઆ તરી પાછીસે પાર પુંચાવ. ( એમ કહી લડવા જાયછે.)



## પ્રવેશ ચોદમો.

(દીલ્લીમાં સંયોગતા અને પૃથીરાજનો રાજ મહેલ;) બા-ને ક્રીડા કરે છે ત્યાં એક શીપાઈ આવી કાગળ આપે છે, વળી કહેતો ગયો કાંતો લડાઈ કર નહીં તો દીલ્લી છોડી ચાલ્યો જા એવું ગોરીવંશના ગીજનીના રાજા શાહાબુદીને કહેવરાવ્યુંછે એમ કહી શીપાઈ જાય છે અને પૃથુરાજા સુખ

માટે ત્યાં જાવા તૈયાર થવા પોતાની સ્ત્રી પાસે વાત કરતાં.

**સંયોગતા**—(ગોપીચંદ લડકા જોગી હોજારે, એ રાગ.)

યુદ્ધ કરવા તમને, નહીં રે જાવા દઉં હવે નાથજી

**પૃથ્વીરાજ**—નવ યુદ્ધ કરૂં તો, લાજે અમારી પ્યારી માતજી;
જનુની લાજે મુજ જગતમાં, જો જુદ્ધ ન જવાય,
કીર્તી કેરા થાય કાંકરા, સીંહ છુપી કેમ જાય. નવ.

**સંયોગતા**—ઉત્તર હીંદુસ્થાન ભણી જે, હીંમપંથ પરવીણ;
કંદમૂળ ફળ આહારે કરીને, દુઃખે કાઢશું દીન. યુધ.

**પૃથ્વીરાજ**—દુશમનનું દળ આવી પહોંચ્યું, ઘેર્યું દીલ્હી શેહેર:
બંડખોરને હાથ બતાવું, વાળુ જઈને વેર. નવ.

**સંયોગતા**- જીવતા નરને રાજ જડે છે,નથી મુવામાં માલ;
દીલ્હી છોડી જાવું દક્ષિણ, પ્રજા તણા પ્રતીપાળ. યુધ.

**પૃથ્વીરાજ**—આવળ ચાલું નહીં આ સમે, જે મુખ ચાવ્યાં પાન;
કીર્તી કીધી કોટવ સામે, હસાવ્યું હીંદુસ્થાન. નવ.

**સંયોગતા**—સમાચાર સારાના પુછે, સાહસ કરો નહીં કામ;
વીનાશ કાળે વીપરીત બુદ્ધિ, કેમ સુઝાડો શામ. યુધ.

**પૃથ્વીરાજ**—નાવ કીનારે આવી નીસર્યું, કેમ ડુબાવું આજ.
જશને માથે પડે જુતીયાં, જાગ જગતમાં લાજ. નવ.

**સંયોગતા**—વહ્યા ગયા સતયુગના, વારા પ્યારા મારા પ્રાણ:
એ અરજુનનાં એહજ બાથાં, ત્યાગી ચતુરસુજાણ. યુધ.

**પૃથ્વીરાજ**—સેન્યા માંહે સાવજ ઠેકે, કુદી પડું આ વાર;
સાવજ કેદ કર્યા કેમ જીવે, પ્યારી પ્રાણ આધાર. નવ.

**સંયોગતા**—હા કહેતાં નથી જીભ ચાલતી, નાથી નાક કપાય;
મહાસાગરની માંય માહરૂં, ઝાઝ ઝપાટા ખાય. યુધ.

**પૃથ્વીરાજ**—નાવ સત્ય કો નીત્ય ચલાવું, ઉતરૂં ભવજલ પાર;
ક્ષણભંગુર આ દેહ ક્ષણમાં, નાશ થાય નીરધાર, નવ.

**સંયોગતા**—ડમરડોલ મુજ દીલ થાય છે, ચીત ચડ્યું ચકડોળે;
શું થયું અને શું થશે અરે, પડીયા પૂરણ રોળ. સુધ.
**પૃથીરાજ**—કોની પરીયા કોની તરીયા, કોના માને બાપ;
અંત વખતમાં જવું એકલું, પ્રગટ પુન્યને પાપ. નવ.
**સંયોગતા**—ઉદય અસ્ત ને અસ્ત ઉદય છે, ખીલે તે કરમાય;
હરખ શોકની નદીયો વહે છે, કાળ સર્વને ખાય. સુધ.
**પૃથીરાજ**—ધ્રુવ ચળે મેરૂ ડગેસરે, મહીજળ મેલે માંણ;
ખરી ક્ષત્રીની વટ નહીં છોડું, લાજે વંશ ચહુઆણ. નવ.
**સંયોગતા**—હું રજપૂત તણીછું પુત્રી, રણમાં આવું સાથ;
પ્રાક્રમ મારૂં પૂરણ આજે, બતાવું મારો હાથ. સુધ.
**પૃથીરાજ**—કૈરવ પાંડવ રામ કૃષ્ણજી, નીર્મળ શુરા નામ;
જુદ્ધવખત જુવતી નહીં સાથે, ચડે ન રણ સંગ્રામ. નવ.
**સંયોગતા**—પ્રાણનાથ આ પૃથ્વી ઉપર, નામ તેહનો નાશ;
ઘડયા સો પડયા લડયા સો પડયા,એજ નીયમ અવીનાશ.સુધ.
**પૃથીરાજ**—પ્રણામ મારી પ્યારી તુજને, વળી લગાડ ન વાર;
પ્રણામ મારા ભરતખંડને, ( કદી )પ્રણામ છેલીવાર. નવ.

**સંયોગતા— બીરહ બારમાસીનો રાગ.**

પ્રાણપતી નથી યુદ્ધ કરવાને જાવું, મારૂં વચન ધરો મનમાં રે;
દીલ્હીનું રાજ જો જાય સદાવડું, તેનો સોચ નથી તનમાં રે. પ્રાણ
સેન્યા આપણી છેદન થઈ છે, તે વીચાર નથી તમને રે;
એ અરજુનનાં એ હતાં ભાથાં, કેમ નિરાશ કરો અમને રે. પ્રાણ.
હીંદુ કુશની હાલ ગુફા છે. હીંમાળય ચાલોને તમે રે;
જઈ જોગીને વેશે જંગલમાં, ફરશું સુખ દુઃખ દેહ સમે રે. પ્રાણ.
માનો મારી વાત ખરેખરી, પ્યાસી બપૈયો જપે છે પતીરે;
ઉગરવાનો આરો ગોતો, આપણને સુખ થાય અતી રે. પ્રાણ.

(બનઝારો)

**પૃથીરાજ**—નવ બોલો મારી પ્યારી, જશે જીવતર મારૂં હારી.
મરણું માણસને માથે, છે એકજ વારની વાતે;
અપકીર્તી થાય અમારી, નવ બોલો મારી પ્યારી.
સીંહ શીર ગરજના કરે છે, માથુ પટકીને મરે છે,
ચારો નવ જાય વીસારી, નવ બોલો મારી પ્યારી.
ધર્યું કંચન ધુળ નં કરીએ, લડવાની હીંમત ધરીએ.
નીશ્ચય જાણી લ્યો નારી, નવ બોલો મારી પ્યારી.
[સંયોગતાને તરછોડી જાય છે.]



## પ્રવેશ પંદરમો.

સ્થળ કચેરીમાં આવી લડાઈનાં વાજીંત્ર વગડાવે છે અને
યોધા લઈ એક સાથે.
(ચાલો ચાલો ચાલો. એ રાગ)
નીમકહલાલી નોકરો, તૈયારી યુદ્ધની કરો;
ક્ષત્રીનો ધર્મ છે ખરો, બજાવવો ખરે ખરો.
**ચાંમુડરાય**—બાંણ મારૂં છે અમુલ્ય, હમણા કાઢી નાખું ધુળ.
આપ પરથી માથું ડુલ, રામબાણ કેરી તુલ્ય; નીમક.
**પૃથીરાજ**—હરામી છે હાહુલીરાય, ચાડી એની પાસે ખાય;
મારવા મને ઉપાય, મેળ્યો છે એણે સદાય. નીમક.
મારો એને ઠામ પેલો, મનના વીચાર મેલો;
શ્રોણીતે શરીતા રેલો, છેલ્લો આજ ખેલ ખેલો. નીમક.

એટલામાં શંકરનો ગણ વીરભદ્ર નીંદ્રામાંથી વાજીંત્ર-
ના નાદથી જાગી ઉઠે છે.

ચંદ– હવે શું થનાર છે. આનું પરિણામ શું થશે.

વીરભદ્ર—હું શંકરનો ગણસ્તું વાજીંત્ર વાગવાથી પ્રગટ થયો
છું દક્ષ પ્રજાપતીનો યજ્ઞ બગાડી શીવ પાસે રાજ
માગી હતી શંકરે કહ્યું હતું કે તુને ઉંઘમાંથી જગા-
ડશે તેનું રાજ જશે માટે હું આપ આપું છું તે
સાંભળો.

## ચોપાઈ ચીતાળની.

મ્લેચ્છકુળનું જોર ફાવશે, દીલ્હી સ્થીર નીરભય નહીં રહેશે;
તે તોડશે દીલ્હી શેહેર રાજ, તેમાં હારશે પૃથીરાજ.
બંધીવાન કરી લઈ જાશે, ગોરીવંશ આવીને ફેલાશે;
દીલ્હી દેવળ નાખશે તોડી, પછી મુગલ આવશે દોડી.
બનો વર્ષ ટકી કરી રાજ, સાચી બીના સુણો હે મહારાજ;
હીંદુના કરશે બુરા હાલ, હણી પરણશે હીંદુની બાળ
પછી દક્ષીણથી દળ આવી, તેનો કદી નહીં જાય ફાવી;
પછી ટોપી થશેજ તૈયાર, ઈલમ કલમ ચલાવી અપાર.
ચોથા રાજ તેનું કહેવાશે, હીંદુ તુર્ક તેથી નાસી જશે;
અદલ તોળશે આવીને ન્યાય, માંહે માંહે થશેજ અન્યાય.
બક્ક કાંબુલવાળાને ભડી, દીલ્હી તોડશે એ ખટપટી;
ઉદયેપુરવાળા આવી અત્ર, રાણોજીજ ધરાવશે છત્ર.
તે પાંત્રીશ વર્ષ ભોગવશે, અજમેરના પીર જાગશે;
પછી કુંવર રાઠોડ અંત, પ્યારો ચલાવશે આવી પંથ.

ચંદ—પૃથીરાજને ધીરજ આપે છે.—**લાવણી.** *

( અયબીચ મહોબત તોડી એ રાગ. )

વચનો તે ફળદાઈ થશે હું, ધૈર્ય ધરો મહારાજ;
દુઃખના દીવસો દુખના દિવસો; તે આવા ઠેલી આજ. ટેક,

છે જગત જુઠ. ( ૨ ) આ કાગળની ફુલવાડી;
નહીં ફુલની બાસ લગારે, દેખા દાડી દાડી.

ચાતક ચકવા, ( ૨ ) ને ગતુર ચિત ઉદાસ,
ઝર ફુલને મુરખ મનુષ તે, ત્યાગ સુવે નિજ વાસ:

ગુજરે દિવસો, ( ૨ ) જે સુખ દુખ કેરા જ્યાંહા.
વખત કંતઈને સદા વરતવું. વીશ્વ ગવાય વધાઈ;

કરે નહીં નીંદ્રા ( ૨ ) પ્રખ્યાત થતા શીર પટકે.
પ્રીત વછોયાં બહુ રગુંને, વેર ઘણા શીર ખટકે.

બનવા કાળે. ( ૨ ) બુદ્ધિવું નહીં કંઇ કામ,
કીર્તી કેરા કોટ ચણાવે, હૈયે રાખી હામ.

નથી અમર દેહ, ( ૨ ) છે પાણીનો પરપોટો;
પંચ ભૂતી તે શ્વાસ પતાવે, ખેલ કરાવી ખોટો.

**પૃથીરાજ.— ઠુમરી ભેરવીની ચાલમાં.** *

**(મેં તો સેજરીયાં પે ભુલી મોરાદે કંગના.)**

પ્રભુ ચહાય સો કરે એક પલમેં, જળની જગોપર સ્થળ જમાવે;
પ્રભુ ચહાય સો કરે એક પલમેં. ટેક.
જુઠી બાજી જાણો જગત આ, દુઃખ રૂપ જાણો દિલમેં રે; પ્રભુ.
પાપ પ્રલય કરે હે પરમેશ્વર, ઝાઝ ઉતારો ભવ જળમેં રે. પ્રભુ.
એકલ બેલી અમને ઉગારો, શાંન્ત કરો સૂકલમેં રે; પ્રભુ.
ભીખન શેવક ભાવ થકી કહે, રહું હું રક્ષ કલમેં રે. પ્રભુ.

( પડદો બાસછે )

પૃથીરાજ—( નીરાશ થઈ )

**(જુઓ જુઓ વીગ્રે ભીડી હામ, ધનુષ છટાએ ધર્યું રે)**

અરે સુણો શાણા સરદાર, ધરતીનો નથી કોઈ ધણીરે:
હવે લડવા થાઓ તૈયાર ઉતારો એનું અહીં પાણીરે ટેક.
થયા વેન વીશ્વંભરનાથ, ધરતી૦
સુરરાય હીરણાક્ષનો સાથ. ધરતી૦
બળરાયને વામનરાય; ધરતી૦
માનધાતા મરી ગયો માંય. ધરતી૦
જળંધરને પરશુરામ. ધરતી૦
જુવો લંકેશ્વરને રામ. ધરતી૦
દુરયોધનને અરજુન; ધરતી૦
મોટા જોગી મહા મુંન. ધરતી૦
મરવું છે એકજવાર, ધરતી૦
શૂરા છુપે ન રણ મોઝાર. ધરતી૦

પૃથીરાજને હરાવી બાંધી ગીઝની લઈ જઈ તેની આંખો ફોડી સો મણનો તવો ગળામાં નાંખી કેદમાં નાંખેછે પછીથી ચંદ બાદશાહને ખુશી કરી મળવા જાય છે અને પોતાના રાજાનું મ્લેચ્છને હાથે મરણ ન થાય એટલા માટે બાદશાહને તેની બહાદુરીનાં વખાણ કરી તવા લટકાવ્યા તે વીંધવાની રજા માગી પૃથીરાજને બોલાવ્યા પૃથીરાજ આવીને બેઠા છે તેને હાથમાં બાણ આપ્યુ

ચંદ—( પૃથીરાજને ) રાગ, ક્ષત્રી કલંકનો.

રામે માર્યો લંકેશ્વર રાય, તે બાણ તમે હાથે ધર્યુંરે.
શીવે મારો ત્રીપુરાશુર ત્યાંય, તે બાણ તમે હાથે ધર્યુંરે.
વીંધ્યો લક્ષમણે ભમર તરણ, તે બાણ તમે હાથે ધર્યુંરે.
શીશ કર્ણનું છેદ્યું અરજુન, તે બાણ તમે હાથે ધર્યુંરે.
માટે ચુક ન ચોટ ચહુવાણ, તે બાણ તમે હાથે ધર્યુંરે:
મોટો તવો આપું એંધાણ, તે બાણ તમે હાથે ધર્યુંરે.

### દોહરો.

ચાર વંશ ચોવીશ ગજ, અંગુલ અષ્ટ પ્રમાન;
એતેપર સુલતાન હે, મત ચુકે ચહુવાણ.

**શાહબુદ્દીન**—રંગ હે રંગ હે પૃથીરાજ ચહુવાન તેરી બાહાદુરીકું તેરા બોત શુરાતન જેનેકે બાસ્તે ઉમેદ હે. (બીજા તવા એક તરફ મુકી દઈ મોટા તવાને) શાહબુદીનનો અવાજ સાંભળી તીર ફેંકતાં શાહબુદીન ગબડી પડયો પછી ચંદ તથા પૃથીરાજ પણ પોતાના ગળામાં તલવાર ફેરવી દેછે.



## પ્રવેશ સોળમો.

પૃથીરાજ અને ચંદ પડવાની ખબર સાંભળી દીલ્લીમાં
પોતાના માણસો.

### મરશીઓ.

હાય હાયરે, દીલ્લીનો દીનકર આથમ્યો;
દીલ્લીનો દીનકર આથમ્યો;
શોક દીલે અતી જાય નહીં શમ્યોરે. હાય.
પરદેશે પંખી ઉડી ગયું, તેને બેઠાનું વૃક્ષ સુનું થયું;
જેમ પાણીનું પુર જાએ વહ્યુંરે. હાય હાયરે.
મધ્ય દરીયામાં નૌકા ડુબી ગયું, ધન દોલત સર્વે હરી ગયું;
ધીક જીવતર ઝેર આજે થયુંરે. હાય હાયરે.
એણે કૈક રાજાને હરાવ્યા, ફરી દુશ્મન સામે ન ફાવ્યા;
સુખ આપીને સ્વર્ગે સીધાવ્યારે. હાય હાયરે.

બંડખોરોને બાંધી માર્યો, સાતવાર શાહબુદીન હાર્યો;
ભીખન ભરત ભુમીઓ સંભાર્યારે. હાય હાયરે.



## પ્રવેશ સતરમો.

**સંયોગતા સતી થાય છે. રાગ આશાવરી જોગીયો.**

માઠ્યું જેર મારા કીસમતમાં, ગેબ બન્યું આ વાર;
પ્રાણનાથ વિના આ પૃથ્વી, સુનો છે સંસાર.
માર્ગ દેતું ધરતી માતા, શમાવું આ શરીર;
ધમ્યું સોનું ધુળ મળીયું સંકટ મારે શીર.
હીંદ રંડાણો શાણી શહીયર, દીલ્હી ઓ દીલદાર;
અસ્ત થયો આ સુખનો સુરજ, અરે સળી આવાર.
ભવસાગરની ભારી નદીમાં, ઝુલતું મારું ઝાઝ;
અધવચ નાવ ડુબાવ્યું ઈશ્વર, બુરી કરી તેં આજ.
સતી થાવું સરવે દેખો, છુટા મેલી કેશ;
શંકર પુજને શીશ નમાવું, ભીખન હું હમેશ.

**સમાપ્ત.**

## દોહરો ગ્રંથકર્ત્તા વિશે.

**मा भी श हो** દરથી વસું, પ્રાચીન ગામ સીહોર;
**र खा व र** હેમ કુટુંબની, ગોતર શીવ ધનદોર.
**स्व रा जी वा** ત ઉદ્યોગતી, શંકર સે સંભાળ;
**त म सी स** જાણી તુષ્ટ હે, થાજે દીનદયાળ.

"गुजरात देशनो संक्षिप्त ईतिहास"—(અડસઠ પ્રશ્નોતર સહીત) આ ઈતિહાસ, ભાવનગર, મહુવા, બોટાદ, વીગેરે કાઠીઆવાડ ઈલાકાની ઘણીજ નીશાળોમાં ચાલુ થએલો છે. અને તે ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને ઘણીજ ઊપયોગી થઈ પડેલ છે—નિશાળના મેહેતાજીઓને વિનંતી કે આ ઈતિહાસ વાંચી સ્કુલમાં ચલાવવા લાયક હોય તો ચલાવવો. કાંઈ સુધારો કરવા ધ્યાન પોચે તો અમને લખવું. એટલે બીજી આવૃતીમાં ફેરફાર કરવામાં આવે અઢી ફરમાની બુકની કીંમત ફક્ત એક આનો.

"भावनगर शेहेरनी रचना"—આ બુક વાંચવાથી ભાવનગરથી અજાણ્યા લોકો માહીતગાર થઈ શકશે. આ શેહેરની શોભા, મૂખ્ય ખાતાઓ, અને ગોહીલ રાજાઓના ઉત્તરોત્તર નામ ભાવનગર કઈ શાલમાં અને કેવી રીતે વસ્યું, વીગેરે નાટકના અને પીંગળના રાગમાં રચેલ છે.

કીંમત એક આનો.

"वीजळी विलाप" (અને સુરત શેહેરની ભયંકર આગનો ચિતાર) આ બને વીગત એક પુસ્તકની અંદર સમાવેશ કરેલ છે. આ બુક નાટકો, અને પીંગળના રાગોથી ભરપુર છે. વીજળી સ્ટીમર ડુબી જવાથી લોકોમાં પ્રસરેલો વિલાપ, તથા સ્ટીમર ડુબતી વખતનો કલ્પીત ચીતાર આપેલો છે. સુરતમાં મોટી આગ લાગવાથી ત્યાંની વસ્તીનો ગભરાટ અને લોકોની સ્થિતીનું ખરૂં બયાન આ પુસ્તક અંદર આપેલું છે. આ પુસ્તક વાંચો અને માહીતગારી લ્યો.

કીંમત સવા આનો.

"पृथुराज चहुहाणना नाटकना गायनो."— (બીજી આવૃત્તી) આ ઈતિહાસીક દૃષ્ટાંત જગ્ત પ્રસિદ્ધ છે. ઘણાંજ ઊમદા રાગ રાગણીથી ભરપુર છે વાંચો અને ખરા સુરત્વથી સ્વદેશ સેવા પૃથુરાજ માફક બજાવો. કીંમત બે આના.

स्त्री चरीत्रनुं हास्यकारक फारस–વાંચો અને સ્ત્રીના ચરિત્રથી સાવધ થાવ. કીંમત ડોઢ આનો.

"ઊપલી તમામ ચોપડીઓનું ટપાલ ખર્ચ અરધો આનો જ્યાદે સમજવો."

તે સિવાય અમારી દુકાનેથી ડીપોની, ગુજરાતી, પેહેલીથી તે સાતમી સૂધી; તથા તે તમામના સુદ્ધ ગુજરાતી અર્થો.. તે સિવાય રોયલ બુકો. વાર્તાઓ, કીસ્સા; વૈદકના ઘણાંજ સારા અને કિંમતી પુસ્તકો, કાયદાઓ, અને નાટકો; વીગેરે અંગ્રેજી; ગુજરાતી; અને સંસ્કૃત; અને પરશીઅન બુકો અમારી દુકાનેથી સસ્તી કીંમતે મળશે.

તે સિવાય તરેહ તરેહની ટોપીઓ—જેવી કે જરીકામની, કાશ્મેરી, મખમલની, રેશમ કામની, દીલ્હીની, સુરતી સાચી તથા ખોટી. સંચાના શુશોભીત ભખીઆની વીગેરે ઘણીજ જાતની સસ્તી અને સારી મળશે.

ખરીદ કરનાર સાહેબોએ મનીઆરડરથી નાણું મોકલવા અગર વેલ્યુપેબલ પારસલથી મંગાવશો તો મોકલીશું. પત્રકારાએ ખુલાસો કરવો. નાટપેટ પત્ર લીધામાં આવશે નહીં.

(સહી.) બુકસેલર. પ્રાણજીવન હરજી.

ભાવનગર—નવી કાપડ બજાર.